# પિતા કે પિશાચ

અથવા

## નિર્ભાગી કુસુમ.



(કન્યાવિક્રય નું એક હૃદયભેદક ચિત્ર)

લેખક અને પ્રકાશક.
શંકર અને જગન્નાથ
મુ. ધોળકા.

દ્વિતિય જ્યેષ્ઠ સં. ૧૯૭૯

પ્રથમ આવૃત્તી | પ્રત ૪૦૦૦

આ ચોપડી શ્રી સરસ્વતી પ્રિન્ટીગ પ્રેસમા હીમતલાલ નરોતમદાસ ગાંધી ખાડીયા જરીવાળાનુ નાકુ—અમદાવાદ.

કીંમત ૦—૨—૦

જરા આ તરફ નજર તો કરો !

આ કંઇક તમારા લાભનું છે.

# તે શું ?

# સ્વદેશીમાં તંદુરસ્તી.

## શુદ્ધ વનસ્પતિમાંથી બનાવેલી અમૃત તુલ્ય દવાઓ.

આપણા હિંદુસ્તાનમાં સર્વ રોગોમાં જ્વરનું જોર વિશેષ હોય છે. તથા તે ઘણા ખરા મનુષ્યોને લાગુ થયા વગર રહેતો નથી. આ રોગ મંદાગ્નિ વિગેરે કારણોને લીધે થઇ પડે છે. વારંવાર આ રોગના સપાટામાં આવી જવાથી અશક્તિ ખાસ થાય છે તે દૂર કરવા માટે પુષ્કળ પૈસા બરબાદ જાય છે. આ તે રોગનો મુળ-બીજ નાશ કરવા માટે અમારી **નીચેની** **દવાઓ** વાપરવાની જનસમાજને ખાસ ભલામણ છે.

**સુદર્શન ફીવર પીલ્સ** (સુદર્શનની તાવની ગોળીઓ) ખાસ વનસ્પતિમાંથી તૈયાર કરી જનસમાજ આગળ મુકવામાં આવેલી છે વિશેષ તારીફની જરૂર નથી કીંમત ગોળી ૭૨ ની ડબ્બીનો રૂા. ૧ પોસ્ટેજ જુદું.

**સુદર્શન પાચનવટી** (પાચન શક્તિ માટે ઉત્તમ) સ્વાદિષ્ટ લીધેલા ખોરાકનું પાચન કરવામાં આ દવા આશીર્વાદરૂપ છે. એક વખત વાપરી સંતોષ મેળવો: કીમત ગોળી ૧૦૦ની ડબ્બી ૧ નો રૂ. ૧).

**સુદર્શન ટોનીક પીલ્સ** શક્તિ માટે ખાસ ઉત્તમ ઔષધી) ઘણા રોગોને તાકીદે આરામ આપનાર અપૂર્વ ધાતુવર્ધક, ખાંસી અને

# પિતા કે પિશાચ

અથવા

## નિર્ભાગી કુસુમ.

(કન્યાવિક્રયનું એક હૃદયભેદક ચિત્ર)

લેખક અને પ્રકાશક.

સુદર્શન અને જગન્નાથ.

મુ. ધોળકા.

દ્વિતિય જ્યેષ્ઠ સં. ૧૯૭૫

પ્રથમાવૃત્તી. પ્રત ૪૦૦૦

ધી સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસ ખાડીઆ

જરીવાળાનું નાકુ—અમદાવાદ.

કીંમત ૦-૨-૦

# પ્રસ્તાવના.



સુજ્ઞ વાંચકવૃંદ, આ લઘુ કાવ્યને પ્રસ્તાવનાની કંઇ જરૂર નથી" પરંતુ સમયાનુસાર બે શબ્દ લખવાની હું રજા લઉં છું. આ અમારો દ્વિતિય પ્રયાસ છે.

હાલના સમયમાં દ્રવ્યના લોભથી કંઇક માણુસો પોતાની દીકરીઓને, આગળ પાછળનો વિચાર કર્યા સિવાય, બહુજ નાના, મોટા, લુલા, લંગડા, અગર કાંણા મનુષ્ય સાથે પરણાવી આંખો છતાં અંધા બની, દુઃખના મહાસાગરમાં ધકેલી દે છે. અને તેથી શાં શાં માઠાં પરીણામ નિપજે છે, તે દ્રવ્યનો કંઇક ચિતાર આપવા માટે મારો આ અલ્પ પ્રયાસ છે, તો કાવ્યના દોષ તરફ નજર ન કરતાં, પ્રેમથી વાંચીને, દર્શાવેલ વિચારનું મનન કરશો, એવી હું આશા રાખું છું.

છેવટે પરમકૃપાળુ પરમેશ્વર હમને હરનિશ કંઇક નવું લખવા પ્રેરે તેમ હૃદયથી ચાહી, આ અમારો અલ્પ પ્રયાસ આપ બંધુઓના કરકમળમાં સમર્પણ કરૂં છું.

દ્વિતિય જ્યેષ્ટ
સં. ૧૯૭૯
મુ. ધોળકા,

અમે છીએ પ્રજાના સેવકો.
સુદર્શન અને જગન્નાથ.
સરખેજ નિવાસી.

# પિતા કે પિશાચ.

અથવા

## નિર્ભાગી કુસુમ.

**તોટક.**

કન્યા વિક્રય કથનીજ કહું નિજ અર્થ વિવેચન ઉર લહું;
સુણજો સૌ દુખ ભરી કથની, ગ્રહજો સુણી વાટ સુખી પથની ૧
દિશ દક્ષિણ નગ્રજ એક હતું, સૌંદર્યપુરી શુભ નામ હતું;
વળી નામ પ્રમાણે ગુણ હતા, જહીં લોક સુખી દીસતાજ હતા. ૨
ધરી ઇચ્છ હૃદે મતિ અલ્પ છતે, ચહચો કાવ્ય પ્રવાહ તણીજ ક્ષતે;
કહ્યું અંતરથીજ ક્ષમા ભૂલની, ગ્રહજો સુણી વાટ સુખી પથની. ૩

* * * *

**વસંત તિલકા.**

હતું નગ્ર મધ્યે ગૃહ એક ભવ્ય,
અટારી ઉભી હતી બાળ દિવ્ય;
કુસુમ મધુરું હતું નામ તેનું,
લેખિની ગુણ ગાન, વર્ણું શું એનું. ૧
હતી મુગ્ધ બાળા મુખ ચંદ્રબિંબ,
કાંન્ચન વર્ણી લોભે પુષ્પલીંગ;
હતું શ્યામલાલ પિતાનું નામ,
જાણે કરી સંગ્રહ બહુ દામ ૨

જેવું હતું નામ તેવાજ ગુણ,
આવ્યો હતો પૂર્વનું લેના રૂણ;
હતિ નિજ પત્નિ મધુરી શી રામા,
હતી એક નહિ ગુણ બાકી ભામા. ૩
હતો ન પુત્ર હતી એક પુત્રી,
અહો ! નિજ પ્રત્યે કોપી વિધાત્રી;
પતિ સુખ ન્હોતું હૃદયે મુંઝાયે.
વર્ણું સુણો આગળ શું થાયે. ૪

× × × ×

સાખી.

એક દિન એકાંતમાં, રામા વદીયાં વાણ;
પતિ પુત્રી મોટી થઇ, પરણાવો ક્યો લાંણ.
( વસતો કારાગૃહમાં.........એ રાગ )
(તે) બેળા વચન વદો ત્યાં, દુષ્ટમતિ શ્યામનાશ,
પતિ સુણ તું મારી, વાત કહું આ મન તણીરે;
પુત્રી થાશે મોટી મળે અધિક તો દ્રવ્ય,
તેથી લગ્ન તણું તું નામ લઇશ ના આ સમેરે. ૧
સાખીઃ—વાત તમારી સાંભળી, લાજે હૃદયે લાજ;
પુત્રીના પૈસા કરે, ધીક જગ જીવ્યું થાય.
માટે મારૂં માની, વાત હૃદય ઉતારજોરે;
મોટી ખોટી આશા પરણાવી ક્યો લ્હાણ,
તેથી સફળ જીવ્યું તમ, આ જગમાંહી થશેરે. ૨
સાખીઃ—પાંની બુદ્ધિ નાર તું, સમજે તું શું સાર;

લક્ષ્મી હોયે પાસ તો થાયે બેડો પાર.
અરે બની મરતુ, પાંની બુધ્ધિ નારનીરે,
આવે શિખામણુ દેવા, શું હું છું શાન,
લાગે શંખણી મુજને, આજ નથી તું ભાનમાંરે ૩

* * * *

વસંત તિલકા.

આવ્યો ગયો તે મદ મસ્ત હોઇ,
પતિ રહી ત્યાં નિજ ભાગ્ય રોઇ;
રે ! તે બધુ સાંભળ્યું તું કુસુમે,
મૂર્છિત થઇ બાળ ત્યાં નિજ કર્મે. ૧
મૂર્છિત થાતાં ધરણી ઢળી તે,
રામા વિચારે રે ! શું ? પડ્યું તે;
ઉભા થઇ ત્યાં સ્વર બાળ લેવા,
ધાર્યું વિધિએ બહુ દુઃખ દેવા. ૨
ખુલ્યાનું કર્યું દ્વાર રે ! શું ? નિહાળ્યું,
પુત્રી શરીર ત્યાં શબ તુલ્ય ભાળ્યું;
લાવી ભરી પ્યાલુંજ એક પાણી,
છાંટી મુખે કાંઈક શુધ્ધિ આણી. ૩
પ્રેમે સુવાડી નિજ ગોદમાં લઇ,
અંતર થકી આશ્વાસન કાંઇ દેઇ;
રામા વિચારે પતિના હૃદયને,
દેશે વિધિ રે ! દુખ શું ? ઉભયને. ૪

* * * *

### હરિગીત.

પુત્રી કહે છે માતાજી, કર્મે લખ્યું તે તો થશે.
કરીયે કદી કોટી પ્રયત્નો, ધાર્યું હરીનું સૌ થશે;
બાળા તમારી આ અભાગી, તે માટે કંઇ કરશો નહિ.
માથે પડ્યું તે વેઠવું. દુઃખ દીલમાં ધરશો નહીં.
ધાર્યું પિતાનું નહીં થશે, થાશે નહીં મારૂં વળી.
વિધિએ લખ્યું કંઈ જે લલાટે, કોણ તે શકશે કળી;
તે માત મારાં માતાજી, હૃદયે નહીં સંતાપશો,
આપથી બનતું કરી, દુઃખ માથરાં સૌ કાપશો. ૨
રામા સુણી મુગ્ધા કુસુમની વાત મનમાં ધારતી.
રે ! પુત્રીને નાંખે કુવામાં, તે પ્રાણને ધિક્કારતી;
વળતી કહ્યું તેણે કુસુમને, તુજ ભાગ્ય જો અનુકુળ હશે,
મામા તહારા તેડશે, તે દુઃખથી ઉગારશે. ૩

× × × ×

આ પત્ર વાંચજો બ્રાતા, ક્યો ખબર બની કંઇ ત્રાતા,
તમ પૂજ્યે મન કંઇ ધાર્યું, દીધું કન્યા વિક્રય બાઇ;
છો એક આશરો બ્રાતા, ક્યો ખબર બની કંઇ ત્રાતા. ૧
તમ કુસુમ જશે કરમાઇ, તમ ભગિની મરશે આંહી;
પાતક શિર ચડશે બ્રાતા, ક્યો ખબર બની કંઇ ત્રાતા. ૨
પુત્રી ધન ને તો લેશે, કનીઆં શું ! મુખથી કહેશે;
તો કિર્તિ રહે શું ! બ્રાતા, ક્યો ખબર બની કંઇ ત્રાતા. ૩
મારે વેળાસર વળજો, દુઃખ ભગિનિ બાણીના હરજો,
તો પુન્ય પામશો બ્રાતા. ક્યો ખબર બની કંઇ ત્રાતા. ૪

* * * *

ગઝલ.

અમે પેઢી ઉઘાડી છે, તમે દમભર આવોને;
કુસુમનો હાથ જો ચાહો, "મની" (પૈસા) કલદાર લાવોને. ૧
બજારે ચોકના બેસી, થશે તેનીજ હરરાજી;
વધારે માંગણી જેની, કુસુમ લઈને થશે રાજી. ૨
ભણાવી છે, ગણાવી છે, મડમ સમ કંઇ બનાવી છે;
રૂપૈયા લાખ મેળવવા, તણી તે યોગ્ય ચાવી છે. ૩
તમે મુજ પાસ શું બેસી, તડાકા કુળના મારો;
રૂપયા બેંકથી લાવ્યા, વિના છે નહીં બીજો આરો. ૪
યથા નામ તથા ગુણ છે, નહીં મળશે કદી આવી
મને સૌ શુંય સમજનો, અહીં જાશો નહીં ફાવી. ૫
ભલે કુળવાન ના હોયે, ભલે હોયે વયે વૃદ્ધ;
ભલે શિશુ કદી હોયે; મળે ના જો કદી શુદ્ધ. ૬
અમે વેચીજ કન્યાને, અહા કંઇ ભોગ ભોગવશું;
નથી પરવા તમારી કંઇ, અમે તો બંગલા કરશું. ૭
ફરીશું મોટરે બેસી, પુરી સૌંદર્યને વિષે;
અમારૂં ભાગ્ય, અહા ! આ ભાગ્ય કન્યામાં અજબ દિસે. ૮
તમારે જોઇતી હોયે, રૂપૈયા લાખ કંઇ લાવો;
કરન્સી બેંકની નોટો, વટાવી આંહીઆં આવો ૯
કદી ના જોઇતી હોયે, અમારે તો નથી પરવા;
ઘરાકો આવશે અહીંઆ, વધુ કાંઇજ વાપરવા. ૧૦

* * * *

સુણાવી વાત ગ્રાહકને, હ્રદય તે ક્યામ મલકાતો;
રૂપૈયા પુત્રીના કરતાં, નહીં તે કાંઇ શરમાતો. ૧૧

સુદર્શન ચાલ લો સુણતો, કહું જે દુષ્ટ ગ્રાહકને;
હૃદય ધિક્કારતો તેને, કથા સુણજે વળી તમને. ૧૨

*      *      *      *

### દોહરા.

શ્યામલાલ અનુમત કરી, માગો ઓછું વિત્ત;
પૈસા પુરતા છે નહીં, આપ વિચારો ચિત્ત. ૧
બાળા તમ સુખી થશે, હરી કંઇ મુજ પાસ;
પુરા દીધે પૈ રહે નહીં, થાય ઉભયનો નાશ. ૨

*      *      *      *

જાણી તે વાણી વધો, શ્યામલાલ કરી ક્રોધ;
અહીં. પત્તો ખાશે નહીં, બીજે જઇને શોધ.

*      *      *      *

### મંદાક્રાંતા.

ઉઠી ચાલ્યો, ક્રૂધ શીર, આત્મમત શું વિચરતો,
ઓધા શું અંધ બનીઓ, ઉર ઉદ્વેગ ધરતો;
હાશે બુદ્ધિ તેં દીધી પ્રભુ મને, દામ દેવા ગયો તો,
ફાવ્યો ફાવ્યો મન થકી કહ્યું, સિંહ પંજે ગયો તો.

*      *      *      *

### ગઝલ.

ગયો ગ્રાહક પેલો ત્યાં, હવે આવ્યો બીજો સૂઝો;
ગયો વૃદ્ધ હતો તેતો, અરે પુત્રી પિતા ઓઝો. ૧
હૃદય મલકાય છે દુષ્ટ, મસાલા ખુબ થયો પુષ્ટ;
બીજા પુત્રી તણું વિત્ત, જમે જમ અન્ન ઉચ્છિષ્ટ. ૨
હવે ગ્રાહક જે આવ્યો, હતો ખીસ્સે ભરેલો તે

હતો મુખ દાંત તો નકલી, હતો કાચાં મળેલો તે. ૩
હતા નિજ કેશ પણ ધોળા, હતો દુર્ગંધથી પૂરો;
લીધા રૂપીયા કીધું સગપણ, કુસુમ સુખમાં મૂકયો પૂળો. ૪
કહે વરરાયને દુષ્ટ, હવે તત્પર તમે થાઓ;
ઠરાવી લગ્ન ચોઘડીઆં, મને સંદેશ ઝટ કહાવો. ૫
સુણી ચાલ્યા બબુચકજી ખુશી થાતા ગૃહે આવ્યા;
હતા વય વૃદ્ધ પણ તેતો, કુસુમ લેવા જતાં ફાવ્યા. ૬
અરે ! ફાવ્યા, અરે ! ફાવ્યા, ધનિક તેથી અરે ! ફાવ્યા;
રૂપૈયા લાખ છોડી દઇ, મધુરીશી કુસુમ લાવ્યા. ૭

× × × ×

હજો ધીક્કાર, તેને પણ, વળી સાથેજ ગ્રાહકને;
ધકેલી બાળ દુઃખ દરીએ, કરેશું તે રૂપૈયાને. ૮
થસે આગળ જતાં હોળી, રખાશે બાળકી ભોળી;
દિપક પ્રતિ જીવ બૂઝાવે, ત્યજાવે લગ્નની ચોળી. ૯
કંઇક સંસાર ધારો આ, તમે તેને જ ટાળોને,
સુદર્શન વાતને માની, દુઃખી બાળા બચાવોને. ૧૦

* * * *

ઝુલણા છંદ.

( સિંધુ રાગમાં )

પત્ર જે પાઠવ્યો ભ્રાતને સૌ સુણો,
ચોષ્ટ મફલાનથી મોડા પહોંચ્યો;
પુત્રી સગપણ કીધું વિત્ત પતિએ લઇ,
દુષ્ટ પતિ મન તણો કોડ પહોંચ્યો:

શ્યામલાંને વળી કાર્ય કેવું કર્યું,
પુત્રીનો લગ્ન દીન નક્કી કીધો;
આકતીજ કાર્યમાં કોઈ જન નવ કરે.
લગ્ન શુભ પત્ર નવ ક્યાંઇ દીધો. ૧

મામો માંદો હતો તે છતાં આવીઓ,
ભાવીઓ ભાણીને આશ જાગી;
દુષ્ટ ચોકી હતી દ્વાર ચોપાસમાં,
નિજ ઉરે મહા લાહ્ય લાગી;
એકલો શુ કરે ? માર્ગ નવ દીસતો,
આપતો આશ કંઇ ભારી ભારી;
જાણતો હૃદયથી કાર્ય થાશે નહી.
આપશે નશીબ નહીં યોગ યારી. ૨

ચાલી ઉભય ગૃહે લગન તૈયારી કંઇ,
હર્ષ અંતર નહીં બહાર જણુવે;
મૂકતાં લગ્ન વડી ટપકતા અશ્રુ કંઇ,
ઉભયના દુઃખના દીન ગણાવે,
ફાગણી શુદ તે શુકલ પૂનેમ છે.
હોળી કે લગ્નનો દીન જાણો:

* * * *

નોતરૂં જાનનું વર વતી આપતો.
સુદર્શન સંગ ક્ષણિક. સુખ માણ્યો. ૩

* * * *

(અલબેલીરે અંબે માત.... એ રાગ)

ચાલો ચાલોરે નગરના જન વરઘોડે જઇએ,
જાનમાં જઇએ, લ્હાવો લઇએ,
કન્યા વિક્રય ટાળોરે, લ્હાવો કંઇ લઇએ...ચાલો.
વર શોભે શું બોતેર વર્ષ, જોવાને જઇએ,
જોવા તે જઇએ, કન્યા નીરખીએ,
બાળા તે દશ વર્ષ, જોવાને જઇએ...ચાલો.
ઘરડે ઘડપણ વરને થયું, પરણવાનું મન જોવાને જઇએ,
તૂટે જીવન દોરી, ચારી હોળી
પતિવ્રતા કયમ રહેશેરે, દીલ દુ:ખીઆં થઇએ...ચાલો.
હાલતો ચાલો કર સૌ ઝાલો, છતાં પડી નવ જાવ જોવાને જઇએ,
જુઓ પિતાના ઢંગ, થઇ બાળા આશા ભંગ,
વર બની ઠણી શું ? ચાલ્યોરે, જોવાને જઇએ...ચાલો.
છે ઘરડો ખુવડ, જાણે કુવડ, દાંત મળે નહીં એકેરે જોવાને જઇએ,
છે બાળકી ચંપા વેલ, તેને પરણે મહા છેલ,
જડી હંસલી કાગની કોટેરે, દીલ દુ:ખીઆં થઇએ...ચાલો
છે મળેલ ડાચું, નાક છે ચુસ્યું, આંખ ગઇ છે
ઉંડીરે જોવાને જઇએ,
છે અંગે કાળો, જાણે લ્હારો.
શોભા નવ જાય વર્ણિ, દીલ દુ:ખીઆં થઇએ...ચાલો.

* * * *

મૂકી અઘવચ રસ્તે, ચાલો જઇએ મંડપડે શું થાય.
જોવાને જઇએ

છે ભોળી બાળા, હ્રદયે જ્વાળા,
અંતર શું વિલાપેરે, દીલ દુઃખીઆં થઇએ...મુકી.
શ્યામલાલ તો મુખ મલકાતો, ચોધારે રડતી રામારે,
જોવાને જઇએ,
મામો માંદો, તે છે વાંધો
બાળાને નહીં સ્હામરે, દીલ દુઃખીઆં થઇએ...મુકી.
મણી મુક્તા ચોરી, ચિતા વ્હોરી, ગોરી ગીતાં ગાય,
જોવાને જઇએ,
ગીતાં ગાયે, અંતર વિલપે,
આગળ શું શું થાયરે, દીલ દુઃખીઆં થઇએ...મુકી.

* * * *

શાર્દુલ વિક્રીડિત.

આપ્યો હરત ગુરૂ જને કુસુમને, અંતર નહી હિત કાં,
ધાર્યું થાય વિધિ તણું પણ તમે, ધારો નહીં દુઃખ કાં;

* * * *

લેઇ દ્રવ્ય ખુશી થયો મન વિષે, પાછળ થશે દુઃખ સૌ,
પુત્રીના પૈસા લીધે દુર્દશા, થાશે તમોને કહું.

* * * *

શિખરણી

પતિ વૃદ્ધ દેખી કુસુમ મન માંહી બળબળે,
થશે શું ? મ્હારૂં અહીં દીસત નભ અહીંઆ તૂટી પડે:
અરે નાંખી કુવે, ઉર જનક બહુ શું મલપતા,
પીડે જે પુત્રીને ક્ષણીક સુખ લઇ નહીં વસતા.

* * * *

અનુષ્ટુભ

પતિ ગૃહે વસે છે ત્યાં, યોગ બનીઓ શું કહું ?
આવે છે મિત્ર પ્રેમીનો, પ્રેમ વળીગો શું કહું ?

* * * *

નથી કંઇ વાંક તેનો તે, સંયોગે બનતું સદા;
પતિ વૃદ્ધ હતો તેથી, થયું આ વાત ના કદા.

મંદાક્રાંતા.

ધીમે બાળા લઇ બીડું, પ્રેમીને તે ધરે છે,
ને તેનો તે હૃદય પ્રેમી, હસ્ત આગળ ધરે છે,
રે ! તેનો એ વૃદ્ધ પતિ હજુ, શાંત બેસી રહીને,
બાળા હસ્તે. લઇ પ્રભુ તણી, દીન મૃત્યુ ગણે છે.

શાર્દુલ વિક્રીડિત.

લાગી છે મુજને તૃષા, જલજરી દે તું મને બોલીને,
કીધી હસ્ત થકી છૂટ મજીકને, સંશય ઉરે કંઇ ધરે;
કહે છે વૃદ્ધ પછીજ મિત્ર નિજને, હમેશા કાં ? આવતો,
અહીંઆ ખોટ નહીં પણ સદા, મિષ્ટાન્ન કાં ? લાવતો. ૧
બોલ્યો મિત્ર પછીજ વૃદ્ધ નરને, અંતર કપટ કંઇ ધરી,
લાવું છું તમ લાયતા કંઇ નહીં, ભાભી નવી છે અહીં;
લાવો આપ હવે કંઇ અવનવું, દીલમાં રહે તે ખુશી,
આ માટે ધન વાવરો નહીં જરી, છે તૂટ અહીં નહીં કશી. ૨

* * * *

દ્રુત વિલંબીત.

કહે યુવાન, એક દિન કુસુમને.

આપણુ યોગ, છૂપો નથી જીને;
પરહરીઆ કંથ, તું વિષ દઇ.
સુખ લીઓ, ત્યજી કંટકને હવે.

ગઝલ

દીધું છે ઝેર ભામાએ, શિખવણી યારની માની;
લીધા વ્હોરીજ રંડાપો, અધિક બની તે અભાગિની. ૧
ગુન્હો કાનો ગણો સર્વે ? સમજ ના કંઇ પડે મુજને;
સુણો આગળ પછી વાંચો, વિચારો કહુંજ વાંચકને. ૨
પતિ ને ઝેર દેતાં તો, હૃદયથી ના ડરી ભામા;
અધિક કંઇ ઝેર મેળવીયું, પુરી ખામી હતી જેમાં. ૩
સુણી આ વાત પુત્રીની, પડી માંદી અરે ! રામા;
અતિ સંતાપને લીધે, ત્યજી સંસાર ગઇ ભામા. ૪
થયો ગાંડો વળી પેલો, કુસુમના કૃત્યથી રોઇ;
કીધો કન્યા તણો વિક્રય, ખરે ત્યાં આબરૂ ખોઇ. ૫
કંઇક દીન તે રહ્યો ગાંડો, પછી માંદો પડયો એતો
અરે નિજ દુષ્ટ કર્મોથી, પીડાયો રે ! વળી એતો. ૬
પડયા કીડા ઘણા તેને નહીં કો, આવતું પાસે;
પ્રભુનું નામ અંતે લે, ઉગારે તે તણી આશે. ૭
મહા તે દુઃખ કંઇ પામી, ગયો નર્કે અરે અંતે;
બુરો કન્યા તણો વિક્રય, જશો ના કોઇ તે પંથે. ૮
મળ્યું ફળ પાપીને તેનું, કરેલાં દુષ્ટ કાર્યોનું;
અવર શું થાય કુસુમનું, મહા દુઃખ હોય આવાનું. ૯

અરે ! આપણુ મૂકી તેને, અરે ! નિજ મહેલમાં આવ્યા,
સુદર્શન સંગ છો તેથી, કથા સૂણુવા તમે ફાવ્યા. ૧૦

* * * *

## લલિત વૃત.

અરર ! બાળનું ભાગ્ય શું ફર્યું !
ત્યજી ગયો વળી કાર્ય શું કર્યું ?
અરર ! તે ફસ્યો સુંદરી બીજી,
ધન હરી ગયો કાર્ય કંઇ કરી. ૧
નવ રહે હવે ધૈર્ય રોકીયું,
પુરણ પાપ તે આવી પોકીયું;
રવડતી રહી નગ્રને વિષે,
વિપતિ બહુ પડી હામ ના દીસે. ૨
નગર બાળકો પૂંઠળે ફરે,
અરર ! તેમની વાત શો કરું;
પંડળ કાંકરા નાખતા અતિ,
અરર ! ઉપનિ દુષ્ટ કાં મતિ. ૩
કુર કમોદનો દુધ નૈ જમે,
અરર ! ( તે ) બાળને અન્ન ના મળે;
ધન તણા ચરૂ પાસ ના રહ્યા,
દુઃખજ ભાગવી કે મરી ગયા. ૪
દુઃખ બહુ પડયું કર્મ તો નડયાં,
સુખ ત્યજી દઇ આપદે પડયાં;
સરવર તીરે બાળકી ગઇ,
ઉદધિ ઉરમાં કૃષ્ણ તો થઇ. ૫

વિનવું સાર શું ? આપતો અંકો,
ફિર કદી તમે કાર્ય ના લહો;
ટુંકમાં છે કહી વાત દુઃખની,
આવજો વળી, હેત કંઇ ધરી.
થાયજો કદી કાર્ય આવું તો,
પાસ ના તમે રે ! કદી જજો;
ભાગી પાપના ત્યાં તમે થશો,
કદપિ ભુલથી રે ! તમે જશો. ૭
કલમને હવે માર્ગ ના દીસે,
ઝડપ વેગળી મૂકું છું શિશે;
ભુલ કદી હશે કાવ્યમાં બહુ,
તદપિ માફ તે રે ! થશે સહુ. ૮

શાખી.

કન્યા વિક્રયના સમું, દુજું નહીં કો પાપ;
રૌ રૌ નર્કે તે જશો, સર્વે જાણો આપ.

* * * *

મારૂં દીલ ધરશો નહીં, મળશું વળી કો દન;
સુદર્શન વસતો અહીં, મળજો જો કંઇ મન.

* * * *

રૂડું તે શ્રી ક્ષેત્ર છે, સરખેજે મુજ વાસ;
પ્રભુ પ્રેરિત હું સૌ કરૂં, થાશે દુઃખનો નાશ.

## સમાપ્ત.

છાતીના તમામ દરદો ધાતુવિકૃયના કોઈપણ દોષોમાં આ દવા રામબાણ ગુણ આપે છે. હસ્તદોષ અંધ વિષય વાસનાથી ઉત્પન્ન થયેલા તમામ દરદો ઉપર આ દવા સચોટ અસર કરે છે. વધારે વખાણ કરવાં તે સોના ઉપર ઢોળ ચઢાવવા બરોબર છે. એક વખત વાપરવાની અમારી ખાસ ભલામણ છે. કી. ગોળી ૧૫૦ ની ડબ્બી ૧ ના રૂા. ૨—૮—૦

**સુદર્શન સુધામૃત પીલ્સ** (સ્ત્રીઓ માટે ખાસ દવા) આ દવા સ્ત્રીઓને આશીર્વાદરૂપ છે. ગર્ભાશયના તમામ દરદો દૂર કરી મુખ ચંદ્ર સમાન કાન્તિવાન બનાવે છે. ભ્રમ, મૂર્ગીવાઈ, શરીરનું ધ્રુજવું, શરીર અને કમરનો દુખાવો, ધાતુશ્રાવ, રજસ્વળા (છેટે થવુ) નું અનિયમીતપણું વિગેરે તમામ દરદો ઉપર સચોટ અસર કરે છે, એક વખત અજમાયશ કરી જુઓ. આ દવા તમામ રૂતુમાં વપરાય છે તેમજ નીરોગી સ્ત્રીનેપણ ઘણીજ ગુણકારી છે. કીમત ગોળી ૧૦૦ ની ડબ્બી ૧ રૂા. ૨—૮—૦

**સુદર્શન પેનબામ**—આદાશીશી, માથાનું દુઃખવું, મગજમાં ચરકા આવવા વિગેરે માથાના તમામ દરદો ઉપર સચોટ અસર કરે છે. કીં. ડબ્બી ૧ નં. ૧ ના રૂ. ૧—૦—૦ નં. ૨ ના ૦—૪—૦

આ સિવાય દરેક દરદોની દવા અમારે ત્યાંથી મળશે. દરદીઓને સલાહ મફત આપવામાં આવે છે, દરદનો પૂર્ણ ખુલાસો કરવો, જવાબ માટે એક આનાની ટીકીટ બીડી મોકલવી.

દવાઓ વાપરવાની રીત દવાઓ સાથે મોકલવામાં આવે છે. પત્ર વહેવાર કોઈપણ ભાષામાં નીચેને સરનામે કરો.


| | |
|---|---|
| ધોળકા ( ગુજરાત ) | વૈદ્ય એસ. ડી. લેખક. સુદર્શન કાર્યાલય. |